તાલ પખાજ વેણુ વાજીંત્ર વાજે, મંજીરા સરણાઇ,
ઉડત ગુલાલ, લાલ ભયે બાદલ, સઘળી વ્રજ સોહાઇ,
માનુ બાગવા જરાઇ.
મુગટ પીતાંબર છીન લીયો, શીર પર ચુંદડી હોડાઇ,
નૈનુ જોયે નભ નૈનુ બીચ; કાજળ નકવેશર પેરાઇ;
માનુની નાર બનાઇ.
કહેત રાધીકા સુન હોને; કૃષ્ણજી, કહાં ગઇ ચતુરાઇ,
કહા ગયો તેરો નંદબાવાજી, કહા ગઇ જશોમતી માઇ;
તને કયું ન લેત છોડાઇ.
ફગવા લીયા બીન જાને ન દુંગી, કરો મા કોટી ઉપાઇ,
લગી કઠોર કસર, સબ દીનકી મસ્તી નાચ નચાઇ;
બોત દીન સાંખ ઉખાઇ.
મુગટ પીતાંબર દીયોને રાધીકા; ફગવા લીયોં મન ભાઇ,
સુર, કહે છબી કહાં લગી બરનુનએ સુખ બઇકુંઠ નાઇ;
કરત જન કોટી ઉપાઇ

(૩)—ભજન કબીર

બંગલા ખુબ બના મહારાજ, જ્યાંમે નાગયણુ બોલે—ટેક.
ઇસ બંગલેમેં દસ દરવાજા, બીચ પવનકા થંભા.
આવત જાત કોઇ ન દેખે, યેહી બડા અચંબા—બં૦
ઇસ બંગલેમે બાજાં બાજે, બાજે સાંજ સબેરી;
તાજ પખાજ ઓર મૃદંગ બાજે. રાગ છત્તીશે ગાવે—બં૦
હાડ ચામકી દેહ બનાઇ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ રહડાયા.—બં૦
પાંચ પચ્ચીસકે પાતર નાચે, મનુવા તાલ બજાવે;
સુરતકી, નુરતકી મૃદંગ બાજે, રાગ છતીશેં ગાવે.—બં૦
રોમ રોમકી છાઇ બનાઇ, તીન ગુનકા, ગાલ,
કહત કબીરા સુનો ભાઇ સાધો, યે પદ સુણવાવાળા——બં૦

(૪)—સારદારણા—

બંસીવાલા આજોરે મોરે દેશ, પ્યારી સામરી સુરત પ્યારે બેસ,—બં૦
આવન આવન કેહ ગયોજી, કર ગયો કોલ અનેક,
ગીણતાં ગીણતાં ઘસ ગઇ. મેરી આંગળીઆરી રેખ.
સાંવરીયા રસીલા સલુણા, પીયાને જીયાયે કરંચે નીશાર,

હમતો જોગી પ્રેમકેરે, પ્રેમ હમારો દેશ,
શુદ્ધ નાહ' પાઇ પીયુકી, તબલીયો આદેશ.

(૫)—ઉદ્દય ભાણુ—

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડીત પુરાણુરે, કોના અમર છે લેખ લખાણા,
કાચી છે કાયા, માટીની માયા, છે માટીના ખેલ બનાયા;
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા.
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેના મુછપર લીંબુ ઠરાયા;
કાળના કુહાડાથી કોણુ બચ્યું છે, ભલે રંક ભલે હોય રાયા;
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા,
જોબન ને તન ધન, તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા.

(૬)—અસીરેહીર્સ—

મજાહ દેતે હય કયા યાર, તેરે બાલ ઘુંઘરવાલે,
નીકલી મેરે દીલસે આહ, જાતાંથા વોહ રશકે માહ.
દેખા દુસ્મનકે હમરાહ, દોનો હાથ ગલેમેં ડાલે;
પહેલેથી મુજસે તકરાર, અબ તું કર્યું કરતા હય પ્યાર.
અબ તેરી તરફસે યાર મેરે દીલમે પડ ગયે છાલે.
તેરી ભવે હય યા સમશીર તેરી ચીતવન હય યા તીર.
હય આંખે ખુતે બેપીર, યા હય જહેર ભરે દો પ્યાલે,
કોઈ દમકા હું મેહમાન, એક નજર ઇધરબી જાન.
તેરી આંખોકે કુરબાન ઓ, મુહ ફેરકે જાને વાલે.

(૭)—કબીર ભજન—કીરતન—

મુખડાં કયા દેખો દરપનમેં, તેરે દયા ધરમ નહીં મનમેં-મુખ
જેસી ફુલ રહી ફુલવાડી, બાસ રહિત નીજ ફુલમેં,
એક દીન એસી હો જાયગી, ખાક ઉડેગી તનમેં—મુ૦
ચુવા ચંદન, અબીર અગરની શોભે ગોરે તનમેં,
ધન જોબન દો ઘડીકા સાથી, છુટ જાવેગા ક્ષણમેં—મુ૦
કોડી કોડી માયા જોડી, સુરત રહે નીજ ધનમેં,
દશ દરવાજા બંધ રહે તો, રહે ગઇ સબકી મનમેં—મુ૦
વાસનકી નાવ લગાઇ, લે ચલે જંગલમેં,
ધરમી ધરમી પાર ઉતર ગયે પાપી ડુબે જગતમેં—મુ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ, એ કમાલગ રહે મનમે.—મુ૦

(૮)—મીરાંબાઇ—

મીરાંની પુર્વ જનમની છે પ્રીતરે, મીરાંના હૈડે લખાણુ,
હરીનાં હેતરે. નામ નહિરે, છોડે હોજી......મીરાં,
રાણાજીયે આપીયો, ભુતડાં ભેળો વાસ,
ભુત પ્રેત ભાગી ગયારે, મીરાંનો ઇન્દ્રભુવન થયો આવાશ...મીરાં.
વિખના પ્યાલા મોકલ્યાં, દેજો મીરાંને હાથ, અમૃત કરી આરોગીયાં
મીરાંને રાખણુ હારો રઘુનાથ......મીરાં,
રાણે વિષધર મોકલ્યો, દેજો મીરાંને જઇ, પુંજી મીરાંએ પ્રેમથી.
પુર્તી શાળીગરામની થઇ, રાણે રજા આપી પછી કાઢી ગણીને કાશ.
મીરાં ચાલ્યા મહાલતાં, બાઇ ભાગ્યો છે વ્રજનો વાસરે......મીરાં.

(૯)—મહુમદહુસેન—રાગ, ટોડી, કવ્વાલી—

યે કૈસે બાલ બીખરે હય, કે સુરત કયા બની ગમકી,
તુમારે દુશ્મનોકો કયા પડીથી મેરે માતમકી,
સંભાલો અપને જોબનકો, છીપાઓ અપને મહરમકો,
નહીં ઇસકી ખબર તુમકો, નજર પડતી હય આલમકી.
ઉધરતો હીંચકીયા આઇ, ઇધરતો મેરા દમ નીકલા,
અભીમે હો રહી ખુશીયાં. જહાં મેરે માતમકી,
કરે કિસસે શિકાયત હય, અજીબ ઉલટા જમાના હૈ
બઢાયા પ્યાર જબ હમને, મોહબત આપને કમકી.
ન મીલીયેગા ન મીલીયેગા, કોઇ હમ મર ન જાવેંગે,
ખુદાકા શુંકકે પહેલે, મોહબત, અપને, કમકી.

(૧૦)—સુરદાસ—

મેરે રંગીલે યાર, ખીલી કયસી, જોબનકી, બાલે, જોબનકી બહાર,
હાંરે મેરે બાલે જોબનકી બહાર—પૈસે બિના—
કયસે કરૂં કહો પ્યાર—હેદો થેલી મેરે દિવાને, દિલદાર—મે૦
થેલી મેં કયસે દું પ્યારી, નવેલી યે, હય જીવનકા આધાર,
યેલ છુપાના, ચમન ઉડાના, હોતા નાં બરસો, હજાર.
લો. એ. થેલી. માસુક મજેદાર,-
-આઇયો મેતો જાતી હું હોકે હુંશીયાર.

(૧૧)—સતી દ્રૌપદા—

શામળીયાજી,કરજો મારી સ્હાયરે, વ્હાલા ગરૂડે ચડીને, વહલાં આવજોરે
સ્યામ સલુણા સુભદ્રાના વિરારે, આ દીન બાળાની લાજ દયાળુ રાખજોરે

છોગાળા છે વાત છેલી, નથી કોઇ મ્હારૂં બેલી,
વા'લા સુજ ગુણની ઘેલી, દાસી દુઃખમાં ડુબેલી,
દુઃખીની દાદરે ફરીયાદ, અંતર લાવજોરે.
કૌરવ કર્મ ચંડાળ, દુશાસન નિર્દય અરે.
જોતાં પાંચ ભર્તાર, પાપી પટકુળ તાણતો,
મ્હારે આવોને, દયા દીલે લાવોને, નાથ છુ અનાથનારી, ભરૂસોછે ભુધરભારી
જેવી છું તેવી તમારી, વાલા ન દેશો વિસારી,
હેતે હળધરજીના, વિર, આવી ઉગારજોરે.

(૧૨;—સુકન્યા સાવિત્રી—(યમ સાવીત્રી સંવાદ)

શા માટે શ્રમ કરે, સતીતુજ પતિ ભક્તિ સાચી (૨) હવે પુત્રીવળ તું પાછી(૨)
સાવિત્રી-સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દિન વનીતાની વાત,
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય. ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો.
કૃપાનાથમમ, પ્રાણનાથ શું રહી વૃત્તી રાચી(૨)વળુમહારાજ કયમ પાછી(૨)
યમ-સુણી વિવેક ભરી મૃદુ વાણી. થયો પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવન વિનાં, કાંઇ ઇચ્છીત, વર યાચી (૨) હવે.
સાવિત્રી-મહારાજ ! (મારા અંધ સાસુ શ્વસુર દેખતાં થાય)
યમ-તથાસ્તુ ! ભાગ્યવતી તું અતિ દુર આવી, થાય કોથી
મિથ્યા નવ ભાવી. શા.
સાવિત્રી-પતિ સમીપ શ્રમ નહી જરી. જ્યાં જાએ મમ નાથ.
તપ વ્રત આપકૃપા વડે ત્યાં આવું તમ સાથ. સંગત સજ્જન તણી નથી સોંઘી.
મૈત્રી સંત પુરૂષની મોંઘી, કૃપાનાથ મમપ્રાણનાથશું રહિ વૃત્તીરાચી(૨)વળુ
યમ-અર્થયુક્ત સંભાષણ તારૂં. બુદ્ધીમાં વૃદ્ધી કરનારૂં.
સત્યવાનના જીવત વીના, કાંઈ ઇચ્છીત, વર યાચી—હવે.
સાવિત્રી-મહારાજ (મારાબુદ્ધિશાળી સસરાજીને પાછુ રાજ્ય પ્રાપ્ત થાય)
યમ-તથાસ્તુ ! ઉત્તમવર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ
આવે, શા માટે.
સાવિત્રી-સુપાત્ર જન કરતાં કદી. સુપાત્રોનું સનમાન.
સાધુ, તો દુસ્મન તણું, પણ સાધે કલ્યાણ.
સંત પુરૂષોની સમાન દષ્ટિ, દયા તણી વરસાવે વૃષ્ટી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું. રહી વૃત્તી રાચી. (૨) વળું.
યમ-શિતળ વચન સુધાસમ તારાં તૃષાતૃષાતુરની હરનારાં.
સત્યવાનના જીવીત વિના. કાંઈ ઇચ્છીત વર યાચી—હવે.

સાવિત્રી—મહારાજ ! પિતાના કુળની વૃદ્ધી કરનારા મારે સો ભાઇ થાય )

યમ—તથાસ્તુ, સાસરીયાનું માન વધાર્યું પીયર તણું પણ કાજ સુધાર્યું—શા.

સાવિત્રી—પર દુઃખે દુઃખીયાબને. દુઃખદ હૃદય વિશ્રામ-
ભરૂષો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણનાથ સું રહી વૃત્તી રાચી. (૮) વળું.
યમ—મધુરાં નવીન વચન સંભળાવ્યા, અતિશય તે મારે મન ભાવ્યાં
સત્યવાનનાં જીવીત વીના, કાંઇ ઇચ્છીત, વર યાચી. (૨) હવે
સાવિત્રી—મહારાજ ! (મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય)
યમ-તથાસ્તુ ? ઘટે ના થાવું અતિ વર લોભી, તજી પુંઠ હવે ન અહીં થોભી-શા૦

સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુંકે નવ લગાર
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણાં આધાર;
સજ્જન ધરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહિ વૃત્તી રાચી (૨) વળું.
યમ—અમુલ્ય તારા વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી.
ભગવતી છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છીત વર યાચી. (૨) હવે.
સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન.
જીવીત દાન દ્યો જીવનને, સત્ય, કરો :ભગવાન........

(૧.)—મીસ જાનકીબાઇ—ભજન. રાગ ભૈરવી.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરન ભવ ભય દારૂનં.
નવકંજ લોચન કંજ મુખ કરકંજ પદ કંજારૂનં—શ્રી.
કંદર્પ અગણીત અમીત છબી નવનિલરજ સુંદર,
પટપીત માન હુલડીત રૂચી સુચી જનક સુતાવંર.
શ્રી કીટ કુંડળ તિલક ચારૂ ઉદાર અંગ વિભુષણું,
આજાન ભુજ સર ચાંપધર સંગ્રામજીત ખર દુષણું.
ભજો દિનબંધુ દીનેશ દાનવદલન દુષ્ટ નિકંદનં,
રઘુનાથ આનંદ કંદ કઉશલ્યા ચંદ દશરથ નંદનં.
પ્રતી વદત તુલસીદાસ શંકર શેષ મુની મનરંજનં,
મમ હૃદય કુંજ નિવાસ કરી કામાદી ખલ દલ ભંજનં.

(૧૪)—વિણાત્રેલી—

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે.
અરે જ્યમ પીંપળ ઉપર પાન, પલકમાં ખરી જશેરે (૨) માટીમાં મળી જશેરે —અરે.

ઘડી એક જીવતરમાં ઘડી એક સુખનીઆ........અરે નથી.
મુઢ મમતમાં તેણે મરતાં આખાં અરે નથી. પામર નર નાદાન.—અરે.
કાયા કલેવર કારમો, છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઈ, અભિમાનને વણુસાડવો.
અભિમાન ધરણીધરને નહિ દુધ પાઈને પેધાડવો;
રાવણ સરીખાં રાજવીએ લીધો નથી કંઈ લ્હાડવો—અરે શું.

(૧૫)—વસંત પ્રભા—

શ્રી રામચંદ્ર રઘુવિર,
શ્રી સિતાપતી ભજી લેને મન અવસર આવો એળે વહી જશેજી.
ખિલી વસંત છેલા, ખિલી જુવાની છેલા, રશીયા રસ પીલેને સુખધામ.
ખિલી વસંત તેની, ખીલી ફુલવાડી, પ્રભુને શરણુમારી લે મન લ્હાવ-શ્રી
રમણી રૂપાળી હેતે હૈડે ધારી વ્હાલા, પીલે અધરામૃત રસપાન.
નાથના અનાથનેએ અંતર ધરી પીતે આગા કરી લેને કાયાનું કલ્યાણ-શ્રી

(૧૬) - ગજલ રાગ ભેરવી તાલ દાદરા—

અપને મૌલાકી જોગન બની, જોગન બનીરે બી જોગન બની
અપને મોલાકી અપને ખ્વાજાકી જોગન બનીરે;
મેં અપને દીલકો કીસી ખુનકો દીયા ચહાતા હું.
છોડ ઇસ્લામકી રાહ કુફરલીયાં ચહાતા હું,
અય મુસલમાનો કહો, કયા મેં બુરા ચહાતા હું, અ.
જીસ્સે મીલા હય ખુદા ઉસ્સે મીલના ચાહતા હું. અ.

(૧૭)—કંશવધ—

કાનુડા તારી કામણુ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી;
આડી વળી મોહક મન વસ કરનારી-વ્રજમાં
મનવસ કરનારી; સ્વર સુણુતાં લાગે સુખકારી.
હું ઘેલી તમ વિણુ થઇ છું ગિરધારી-વ્રજમાં.

(૧૮)—મીરાંબાઈ ભજન—

કાનુડો શું જાણે મ્હારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારારે. કા.
જળરે જમુનાના અમે ભરવા ગયાં તારે, કાનુડે આવીને છાંટ્યાં નીર; ઉડયાં છરરરરરરે, કા.

શેરીએ ને શેરીએ અમે રમતાં, ને ભમતાંરે, કાનુડે આવીને ખેંચ્યાં ચીર, ફાટયાં ચરરરરરરરે. કા.
વનરા તે વનમાં વ્હાલે રાસ રમાડયાંરે, કાનુડે તાણી માર્યાં તીર, વાગ્યાં અરરરરરરરે. કા.

(૧૯)—વિષાવેલી—

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
લાગે ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ;
સદા સંસારમાં સુખ દુ;ખ. સરખા માની લઇએ.
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીયે,

સાખી { પીપળ પાન ખરંતાં. હસતી કુંપળીયા;
મુજ વિતી તુજ વીતશે ધીરી બ પુડીયા.

નહી જેવીને તેવી નિત્ય, કોઇની નબતી જોઇએ;
દશાના ઢંગ, રૂતુના રંગ. જોવા દેખી લઇએ—સદા૦

સાખી { કદી મહેલોને માળીયા. કો દીન છપ્પર ખાટ;
કોઇ દીન એવો આવસે, ભુખ્યા ન મળસે ભાત—સદા૦

(૨૦)—મીસ અચ્છનબાઇ, રંગ બરવા, તાલ ત્રીતાલ હોરી—

કન્હેયા મોસે ખેલો હોરી, કરોનાં ઠઠોરી-ક.
ચન્દ્ર બદન નવ નટન ગવાલની નૈનોકી મતવારી.
લે લે હાથ ન માર કુમ કુમા ભર બૈયા પકડ જોરી-ક.
અબિર ગુલાલ કે બાદર છાયે, ખેલત નંદ બિહારી,
કુંવર કહાન મોંસે રંગન છીડકો ભીજત ચુંદર મોરી, ક.
સબ સખિયન મિલ બન બન આઇ કોઈ સાંવર, કોઇ ગોરી,
અપને અપને મંદિરશે નિકસી સાસ નનદકી ચોરી. ક.

(૨૧)—પ્રભાત—પદ રાગ, પ્રભાત—

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વીના ધેનમાં કોણ જાશે;
ત્રણસેંનેસાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીઓ કોણ થાશે.—જા.
દહિં તણા દહીંથરાં ઘી તણાં ઘેબરાં, કઢિયલ દુધ તે કોણ પીશે.
હરી તારો હાથીયો કાળીનાગ નાથીયો, ભુમીનો ભારતે કોણ લેશે—જા.
જમુનાને તીરે ગૌધેન ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વાશે,
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ રીઝીયે બુડતાં બાવડી કોણ સહાશે—જા.

(૨૨)—જલસા સંગ્રહ—પ્રભાત પદ.—

જાગીયે ગોપાલ લાલ ઉઠીયે બલ જાઉં,
દ્વાર થારે સુરભી ગ્વાલ કહત જનની કમલ નેણ કહિતક દેખાઉં—ઉ,

કેકઈ પર ચહાડો કોઉ તાહીં ચતુર વદન દોઉં,
નિકટ આપને આંગનમે-૩.
વૃષભ પર ચહાડો એક પંચાનન કફની એનેક,
ઝટા જુત ભસ્મ અંગ રૂદ માલતાહુ-૩.
આસન ગજરાત સ્વેત સ્વચ્છાન કસુર વિવેક,
જય જય સબ કોઇ કહેત રાજે ભાઉ-૩.
તબ. જસોમતી જીવન પ્રાણ, દરસણ દીયે ભગવાન;
સુરદાશ મદન મોહન તાકે બલ જાઉ-૩.

(૨૩)—મીસ રાધાબાઇ—પ્રભાત.—

જગાવે જશોદા મૈયા, નંદના કુંવર જાગો;
નંદના કુંવર જાગો, હરી હમને વ્હાલા લાગો. જ.
સોળ કળાનો સુરજ ઉગ્યો, અંધકાર ભાગ્યો;
ઘરઘર ભામની જાગી, અરૂણુ સોહાગ્યો જ.
પંચ વસ્ત્ર અંગે ધરી, પ્રેમનો છે વાગો;
વસોણાનો ઘોર વાગ્યો, હરષ પ્રેમ વાધ્યો. જ.

(૨૪)—મીરાંબાઇ—

સરપર ગાગર, ધરકર, ગજ ગામની, હથ હલાતી આવે,
બોલી શું ભામની, ધુતી શી દામની, પ્રીય કામની; ગજ ગામની-હથ
હસ હસ ભુમી પાય દેવે, નભ નીચે, લાય દેવે,
મુખસે કછુ ગાય દેવે, અમૃત બરસાય દેવે.
નિસી અંધીયારી બારીમેં, દુતી, દામાની, પ્રીય કામની, ગજ ગામની-હથ

[૨૫)—સુરદાસ –

હું ભજન, કરીશ, હરિનું, સદા સુણે ભજન૦
આ સંસાર; આગ, સમ લાગે, મિથ્યા રાંઢાં મારી, હારી-ભજન૦
નહિં કોઇને કેવા તમારી, વાત આ બંધાઉં છું,
રાખો ભરોસો હૃદયમાં, હું—દેવના સમ ખાઉછું.
છોડો ક્ષમા લાવી મને, ઝટ આંહીથી જાવા દીયો,
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દીયો.

(૨૬)—શારદાવિજય—

હું તો પ્રેમની જોગણુ, પીયુને શોધવા ચાલી,
શોધવા ચાલી, પીયુને શોધવા ચાલી—હું,
રાજની ભોગણ, બની સરતાજની જોગણ, પીયુ.

પ્રેમની કફની ધરીને, પ્રેમને ઝોળી,
અંગે ભભુતી પ્રેમની—બસ પ્રેમથી ચોળી. પીયુ.
કરૂં સાધના શ્રંગારની, કરૂં સ્વામનું દરશન.
રટુ મંત્ર માળા કર લઇ, બસ પ્રિયતમ—પ્રિયતમ, પીયુ.

(૨૭)—(સત્યનાર.યણ)—થાવાનું તે થવાનું છે—
ચીંતા મુરખ નર શું કરે, લખીયું લલાટે થાય;
કોડ કરો ઉપાય સું, કર્મ છુપ્યું ન છુપાય:
કંઇક જન્મનાં કર્મ કર્યાથી; કર્મ સદા બંધાય,
વાવ્યું તેવું છે લણવાનું, વિશ્વ વિભુનો ન્યાય,...ચીંતા.
બાવળીયા વાવિ મુકયાં ત્યાં, કેમ ગુલાબ ચુંટાય,
ઉગ્યું ગુલાબ પછીના નહીં તે, બાવળમાં બદલાય...ચીંતા.
જાર કરાવી જમે ચોપડે, કયમ મોતી મંગાય.
મોતી દીધાં તો મળશે મોતી શીદ ખોટો શંકાય...ચીંતા.

(૨૮)-સંસારીસાવિત્રી-
હાય, ગરીબી તણી જે પીડા, અમીર શું જાણે (૨)
ઝળ (૩) બળે મુજ મનમાં, એનીજ મનમાં કાંઇ ન આણે હાય (૪)
ગરીબી.

જળ સુકાતાં, સરીતા કેરૂં, જળચર પામે દુઃખ ઘણેરૂં,
દરીયાના પાણી જો હોરે હરૂં, જળ વિણ દુઃખ શું એહ પરમાણે.
હાય (૪) ગરી.
ભુખ ઉદરમાં શીરપર ભારો. પીડા પામ્યો જયમ કઠીયારો,
શું જાણે શ્વારી કરનારો, જમે ભાત્રનું જે નીત તાણે, હાય (૪)
ગરીબી.

(૨૯)—ખુબસુરતબલા—
હાંરે ગોરી ચાલો, ન ઠારો અકેલી અલબેલી;
દેખો, બારાસા જોબના, લુંટે ન કોઉ, સહેલી અલબેલી,...હાં દેખો.
સખીરી મય હારી, મય હારી, મોહે ન સતાઓ, અય જાઓ,
કાહે રંગીલેસે પ્યારી, ને હાલ ગાયા બતલાંવો.
જાઓ અબ ન બોલુંગી, તુમસે ગુઇયા હાર, ન મચાઓ.
ગઇ સબ જાન સખીયાં, કરકે ધાન કાહેકો છુપાત,
મનકી બાત ભેદ કહત હય, મોહની અખીયા—ચાલો.

૧૩૫૧



(૩૦)—કંસવધ—

વારો વારો કુંવરજી કાનુડો તોફાની, તેને નંદરાણી તમે વારજો.
માજી બાળક શું મ્હોડે ચડાવો.

સુત શામળીયાને સમજાવો......વારો. વારો.
ઘરમાં ઘુસીને, ગોરસ ખાતો, તાવણુને તડફડ, દે લાતો.
કહું શું વાતો, ખુણે ભરાતો, લાગ જોઇ છાનો, છટકી જાતો. શા.
વખત વીના વાછરડાં છોડે, મટકી દહીં દુધની ફોડે.
પેસી રસોડે તાવડી તોડે, દોટ દઇ કાનો, દડબડ દોડે, શા.

(૩૧—નંદબત્રીસી—

સખી ખોલ ઘુંઘટડો, છોડને છેડો, વાક શું મુખ મલકાય.—સ૦
વ્હાલા સંગે, રમી લે રંગે, મદમાતું જોબનીયું આ છલકાય—સ૦
શરમે આજ હું ખીડાઇ, કયાંથી, સ્વાર્થ સરાય,
ચબાવેલી તું ચડમાં, લાડકી લડમાં અંગે અનંગ ઉભરાય.—સ૦

(૩૨)—ખુબસુરતબલા—

રબકીશન, ન્યારી, ન્યારી, બલહારી, તોરી કહાની,
ઘર ઘર માની જાની, યકતાઇ, ચતરાઇ, પ્યારી, પ્યારી સારી—રબકી
યહ જહાંનમેં યહ કામ કરના, નેકીપે, બંદોકા ધ્યાન ધરના,
ક્રોધ કામસે મુદામ ડરના, હવસ કપટ ડરના ફિરત છલકી,
સારી દુનિયા સારી, બદકારી, નર નારી, હય, પ્યારી—રબકી૦

(૩૩)—મીરાંબાઇ—ભજન. રાગ ધનાશ્રી.—

રામ રતન ધન પાયા મૈંયારે, મૈંકો રામ રતન ધન પાયા,
ખરચ્યો ન ખુટે, વાકો ચોર ન લુટે, દિન દિન હોત સવાયો. મૈયા.
નીર ન ડુબે, વાકો અગની ન જારે, ધરણુ ભર્યો ન સમાયો. મૈયા.
નામકી નાવ, ભજનકી બતીયાં, ભવસાગરસે તાર્યો. મૈયા.
બાઇ મીરાં, કહે પ્રભુ ગીરધર સરણે, ચરણ કમળ ચીત લાયો, મૈયા.

(૩૪)—પ્યારા સાહેબ— દાદરા—

બટવા ગુંથન દેરે માંજીયા બટવા ગુંથન દે,
હાંરે મેરે ગોરેકા બાલા જોબનવા—બટવા ગુંથન દે,
એક તો ચીકના પીપલકા પત્તા, દુસરા ચીકના ઘી;
તિસરા ચીકના ગોરીકા જોબન, યારેકા લલચેજી—હાંરે૦
નદી કીનારે બગુલા બૈઠા, ચુન ચુન મછલી ખાય.
સીંગી મછલીકા કાંટા લગારે, મેરા તલપ તલપ જીયા જાય—હાંરે

(૩૫)—મોહીનીચન્દ—

ધિરી ધિરી સુંદરી જરા ધારો, તારા ;વાંસે લીધી છે ફકીરી—
નયન મીલાવો પ્યારી હસી બોલાવો, આપીસ આખી અમારી એજી.
રૂપે રીઝાવું કહોતો સોને મઢાવું, દુર કર તું દીલગીરી એજી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા, સગી માડીના જાયા ઓ વીરા.
જેવી પોતાની તેવી નારી પરાઇ, પર સ્ત્રી પરભવની પીડા.
રાવણુ રોળાયો દુર્યોધન દબાયો, કીચકના થયા ચીરા.

(૩૬)—અશ્રુમતી— ગરબો.

શું નટવર વસંત, થેઈ, થેઇ, નાચી રહયો, નાચી રહયો, જગ
નચાવી રહયો.

સાખી—" કોયલ મધુર બોલી બની; છેડે નટવરતાન.
વીરહે ઘેલી ગોપી ઘણું, તજી નીકળી અભીમાન "

રસીયા વિનાની બની બાળ, ઓ બ્હાવરી.
વેણું વસંત ચિત્ત વીંધી ગયો—શું નટવર.

" શીતળ સુખકર પવનની, લ્હેર ધુમે ચોપાસ.
જાણું રાધાકૃષ્ણજી. રાસ રમે છે ખાસ "

વિધવિધ પંખીના વેણુ. ધુમરી ધમકેરે.
મહિમાહ મેનાના નાદ, ઝાંઝર ઝમકેરે.

" નવપલ્લવ વાગા ધરી. પચરંગી શીરેપાઘ,
ફાગ લાગ સાધીરમે, મદનરાજ મહાભાગ્ય,

લહેરી લાલાથી રમે વલનાઓ લાડમાં, પ્રિતી ગુલાલ લાલ છાઇ ગયો
શુ નટવર.

(૩૭)—અશ્રુમતી—

શું માયા અજબ હરીની, નહિં નીલ નભે મોટાઇ,
નથી ખબર એક ઘડીની, પાર રહે પસતાઇ,
કાળે, ચોપટ, બાજી, બીછાવી, જીવ સોગઠીઓ લાવી,
દેત દુઃખ સુખ પાસે ખેલાવી, નર વા નર ખાલી ભડકી
મરે દુપદમાં ચગદાઇ.

(૩૮)—વીક્રમ ચરિત્ર

હાલો, વ્હાલો લાલા, મારા બાળા, કુંવર મારા કાલા,
ઝુલોને આનંદમાં, લાગે મુખડું વ્હાલું, હાસ્ય મંદમાં,
રહો માના વિસામા ચમનમાં, હસતા સુમનમાં,

વ્હાલાઓના વૃંદમાં, હાલ મ્હાલો. ભામાના ભુવનમાં,
એછું આણે રખે રાજ મનમાં, જઇશું થોડા દિનમાં વતનમાં ખુલંદમાં-હા.

(૩૯) સરસ્વતીચંદ્ર

પરણીને પરવશ થઇ રહેવું પિંજરમાં પુરાવું. સુખમાં ફરતાં સ્વતંત્ર
જીવને બંધનમાંહિ બંધાવું-પરણીને પસ્તાવું વળી પાછું રંડાવું.
રસીલીના રંગ રસીયા સાથે, રસમાં રસબસ થાવું.
અધર સુધારસ પ્રિતી અમૃત પીવું ને વળી પાવું.
પરણી લ્હાણુ કમાવું સુખી સંસારે થાવું.
ભોગ તેટલા રોગ સમજવાં વિષય વીષ ન ખાવું,
ઝેર હળાહળ અમૃત માની, નવ પિવું નવ પાવું...પરણીને પસ્તાવું.
અગર અગરજા કેસર ચંદન પુષ્પ સુગંધી પલંગે,
અનંગ સરીખા પ્રગટદેવની કરી આરતિ ઉમંગે...પરણી લ્હાણુ-
પતિ દેવ પરમેશ્વર પોતે સદાશિવ શંકર છે,
પતિ વીના પ્રેમદા, શું કરશે અન્યદેવ કંકરને...પરણી લ્હાણુ.
પતિ દેવથી પરણી આખર પાપ કર્મ આચરવા.
સુધા જીવના મલીન વાશથી, મલીન અંગો કરવા...પરણીને પસ્તાવું
રચી ઇશ્વરે સૃષ્ટિ એવી, પાપ ગણે તું શાની,
શિવ સાધુ યોગેશ્વર તોયે, રાખે સંગ ભવાની...પરણી લ્હાણુ-
નહિ ગાર્ગી બાળ કુંવારી સરસ્વતી પણ સાથે,
પ્રવિણે પણ પતીને પરણ્યાની, પીડા નવ લીધી માથે...પરણીનેપસ્તાવું
સગા સહોદર વસ્તી વાડી, એ સંસારના લ્હાવા,
સ્નેહિ સંબંધિ છૈયાં છોરૂ, લક્ષ્મી લાભ કમાવા...પરણી લ્હાણુ.
નહિ લ્હાવા એ લ્હાળા સમજુ, સખી સ્નેહ નહિ સંતાપો.
રહું એકલી જોગી જેવી, જપું અંજપા જાપો...પરણીને પસ્તાવું.
હઠયોગી પણ ભોગી બનીયા માયામાં લપટાયા,
ચંચળ મનમાં ચગડોળી ચઢી, ભલ ભલા ભરમાયા...પરણી લ્હાણુ.
સુંદર વનની કુસુમ કળી તું, બની હાર હૈયાનો,
રસીક તણે હૃદયે વળગી કર સફળ હેતું જીવ્યાનો...પરણી લ્હાણુ.

(૪૦)—કમલતા—

રસ ભર્યું આ જોબન જાય, રસીક રંગીલા વિના;
અંગ ભર્યો આ રંગ સુકાય, રંગી રંગીલા વિના;
"સુંદર બાગ શરીરનો, ખીલ્યો છે નવરંગ,

અંગે ફુવારા ઉડતા, માળી જ્યાં અનંગ"
ફુલ પ્રેમ રૂપી કરમાય, ખીલાવે કોણ, ભોગી રંગીલાવિના—રસ.

(૪૧)—મીરાંભજન—ભજન પદ.

નીત નીત ભજીયે તારૂં નામ, તારૂં નામ, તારૂં નામરે.
પ્રેમ થકી પ્રભુરે મળ્યા હોજી.
અન્ન ન ભાવે, નેણે નીંદ્રા ન આવે, સેજલડીએ પધારો મારા શ્યામ,
આની તીરે ગંગા વ્હાલા. પેલી તીરે યમુના વ્હાલા,
વચમાં ગોકુળીયું રૂડું ગામ. રૂડું ગામરે—પ્રેમ.
મીરાબાઇ કહે, પ્રભુ ગીરધરના ગુણ,
છેલી બાજીના છે, રામ, રામ, રામ, રામ, રામરે—પ્રેમ.

(૪૨)—ભુલભુલૈયા—

તેરી મેરી જોડી બની, પિયા પ્યારેપે જાઉં નિસાર;
તેરી મેરી જોડી બની સુંદરીયા, પ્યારે આ જાયે વારી,
મોરી જાન નૈનાસે નૈના લગાવો, મુજે ભારેસી સાડી દીલાનારે.
જીસમેં ગોટા કીનારી મસાલે, તુજે ભારીસી સાડી દીલાદું.
ઇસમે ગોટી કીનારી મસાલે દીલબર, સુંદર, મનહર જાન, લે સામાન;
ચલ દોકાનમેં કુરબાન. કુરબાન, તેરી મેરી.

(૪૩)—ખુને નાહક—

માનો માનો માનોરે, પ્યારી બતીયાં.
જાજા નાહીં દીપાવે તુજ છતીયાં, એક બનીયં, સુરનીયા,
બોસા દે એક, ગોરે ગાલકા, પ્યારી જાન, બોસા દે એક, ગોરે ગાલકા
ચલ સુવે, હટ સુએ લુસ તુ મનહુસ મુએ,
મય જો જાઉં તો પસ્તતાઉંગી—દુલ્હા કહાં મુજસા પાયગી,
નીકલ નીકલ ઉધરકો ચલ, ન અબ મચલહાં.

(૪૪)—મીસ મલકાજાન. રાગ જીલ્લા તાલ, દાદરા—

કમર પતલી લચક ચમ પ્યારીરે, નૈના રસીલે છુપાવ મતવારીરે; કમર.
ખુદાને દિલ યે દિયા નજદ બે વફાકે લીયે;
મિલી હય આંખ તો દિદાર દિલ રૂબા કેલીયે,
બચન સામા લિયે દિલકો જરા ખુદા કે લિયે,
નાજુક બૈયાં ગોરી કલૈયા, મેરે પીયાકી યે આહય ન્યારીરે. કમર.

(૪૫)—સૌભાગ્ય સુંદરી—

અરે કોઇ આવો પ્રીયાને મનાવો(૨) મારૂં દીલડું ચીરી ખોલી બતાવો

અરે પ્રીયા મારો નહીં પ્રેમ હાણુના બાણુ.
તારે મન હું તુચ્છ છું તું મારે મન પ્રાણુ.
મને તપતીને નહીં તપાંવો લાગી અગન બુઝાવો બોલાવો લોભાવો,
પ્રાણુ પ્રીયા રીઝાવો મારૂં દીલડું ચીરી ખોલી બતાવો ( ૨ )

(૪૬)—ભીષ્મપિતામહ—

જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર નારી વશ કરવીરે.
લાખ ટકાનાં લાડ લડાવો આપો ધનની કુંચી.
ફુલ સેંજામાં રાખો તોપણ કહેશે મુજને ખુંચીરે--જગમાં
સુવર્ણ ક્યારે કસ્તુરીનું ખાતર દમ પોષાય
અમૃત પાશો તોય લશણુની ગંધ કદી નહિ જાયરે—જગમાં
હાથીપર અંકુશ કર્યો કરી ઘોડા કાજ લગામ.
સ્ત્રી અંકુશ કરવા ટાણે શું ! હરી ગયો તો ગામ—જગમાં

(૪૭)—સરસ્વતિચન્દ્ર—

હું પરણું કદી નહિ પીડા ધરૂં નહિં શીરે કદાપી સંસારની,
રહું બાળ કુમારી, સદા બ્રહ્મચારી ભક્તિ કરૂં વિશ્વાધારની.
પ્રિતી તણાં પીંજર વિષે પરવશ થઇ પડવું નહિ...,
સંબંધીઓના બંધની બેડીથી તન જડવું નહિ......
આ નાટકી સંસારની, દુગ્ધા મહિં મરવું નહિ,
અમૃત ગણીને વિષય વિષ પીવાનું મન કરવું નહિ.
જુઠી માયાના અંધારામાં હુ પડું નહિ, રહી વાત હૃદય વિચારની

(૪૮)—સરસ્વતિચન્દ્ર—

પ્રિતી કરીશું, તરછોડી પરદેશી...હાં છોડી પરદેશી, (૨)...પ્રિતી.
ડંશ દઇ અહો ભ્રમર કુમુદને, હો છોડી પરદેશી હાં છોડી (૨)...પ્રિતી.
પુરી પંખીણી પ્રેમ પીંજરમાં આખર પાંખ મરોડા પરદેશી,
હાં મરોડી પરદેશી......મરોડી પરદેશી .....પ્રિતી.
ત્યાગી કુમદ વન, ભટકીઓ ભમરા, આવ્યો અહિ શું ફરી દોડી.
હાં દોડી... ..પરદેશી......હાં......દોડી......પરદેશી......પ્રિતી.
ઉડીજા ઉડીજા પંખી. મુસાફર રેન રહિ છે, હવે થોડી, પરદેશી
હા થોડી પરદેશી.........હા થોડી પરદેશી.........પ્રિતી.

(૪૯)—માલતી માધવ—

લ્યો સુંદરી સુમનની માળા, જઇ કહેજો પ્રણામ અમારા;
માળા નહિ પણ વરમાળા, સુંદીર વર ઓ...શરમાળા.

મુખ દર્શનથી મન ચોરી (૨) ચિત્ત હરી ગઇ બાળ ચકોરી,
—તમે કિશોર એ નવલ કીશોરી, મટકે મોહ્યાં મટકાળાં...લ્યો.

(૫૦)—માલતી માધવ—

ચાલ...ચાલ...ઓ...અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી.
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી, તારા ઉરમાં આનંદની હેલી.
મળ્યા હવે ભેગા, ચંપો ને ચંપેલી................ચાલ ચાલ.
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી;
( ખિલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી, હવે ચાલ ? )
( આ આવિયે છીયે )..................................ચાલ.

(૫૧)—માલતી માધવ—

નાનકડી નાજુક નાર, હું—બહુ નાનકડી—બહુ—નાનકડી. (૨)
મારા, વ્હાલાની છું લાડકડી (૨) બહુ લાડકડી (૩)
આંખ તણે પલકારે પટકું છું લાલને—
નાની શું સમજે વ્હાલાના વ્હાલને,
હું તો બધુએ સમજુ છું, જાણી ભોળો ભરથાર તું બહુ માથે ચડે
(૩)......નાનકડી

(૫૨)—જાગતસિંહ

હું છું રંગીલો જુવાન, ફક્કડ અક્કડ ચાલું આમ.
જાણું છું વિદ્યા, તમામ, રસિકલાલ મારૂં નામ.
બંદાના રૂપ આગળ માનો, કામદેવ પણ તુચ્છ.
કંઇ કામની રીદા થાય છે, જોઇને મારી મુચ્છ,
એકકો છું, વિદ્યામાં તેથી, પંડીતમાં પંકાઉં.
કસબી પુરો ગાવામાંહી, રાગ રાગણી ગાઉં.

(૫૩)—મીરાંબાઇ—

ઉઠ ભાઈ તું બેઠો થાને શું સુતો સોડ તાણી, સમર રામનેજી,
રામ નામ છે ભવાબ્ધી તરવા ભજને સારંગ પ્રાણીરે, અવસર કામનેજી
મારા મારા શું કરે સુત પિત દારા દેહ
ભજન હરિનું ભુલમાં દુર્લભ પામી દેહ.
મુરખ મનવા મોટમ માની માયા માંહી મોહ માંને, મરણ માથે છેજી—ઉ,
ઉત્તમ અવસર આજે આવ્યો, ખોટો જાણીસ ખોમાં હીરો હાથે છેજી

(શ્રી રામચન્દ્રને વનવાસ જતી વખતે કૌશલ્યાએ રોકવા કહેલું તેનું)

(૫૪)—ભજન—

આજ રહો મોરે પ્યારે રઘુવર, આજ રહો મોરે પ્યારે—રઘુ.
જો તુનકો બનબાસ દીયો હે, કરીયે ગમન સકારેરે—રઘુ.
રઘુવર કહે સુનો મેરી જનની, યહ વ્રતનિયમ હમારે;
અબ ન રહું ઘર માત કૌસલા, દશરથ બાચા હારેરે—રઘુ.
સિતા સહિત સૌમિત્રા નંદન, ભયે કુંટુંબસે ન્યારે;
તુલસીદાસ પ્રભુ દુર ગમન કિયો, નયન વહે જલધારેરે—રઘુ.

(૫૫)—સુરદાસ—

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં.
શાન્તિ પામ્યું છે મન માહરૂંરે આજે—આ તારા.
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂંરે આજે.—આ તારા.
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી.
થવાનું ત્વરાએ શુભ તારૂંરે શાણા—આ તારાં.

(૫૬)—અનસુયા—

આંખ વિનાં અંધારૂં રે સદાય મારે આંખ વિના અંધારૂં.
કોઇ કહેશે લાલ લીલું, આ ધોળું ને આ પીળું.
મારે મન સઘળું કાળું કાળું રે (૨) સદાય
કોઇને જગ લાગે સારૂં. કોઇને લાગે નઠારૂં, મારે મન જીવતર
ખારૂં ખારૂંરે—સદાય

(૫૭)—નંદબત્રીસી—

આ સ્વપના સમ સંસાર સમજી ક્યોને શાણા.
દુર્લભ માનવ અવતાર, અવની મહી ઓરાણા,
બાળપણું રમતા ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ રટે નહિ કીરતાર રે,
મરણ શ્વાસ જવ ચાલુ થાયે કૃત્ય કુંડા નજરે ઉભગાએ;
પીડાય ભારે, પસ્તાય પાપી તારે, આંસુ વહે ચોધારરે;

(૫૮)—પવીત્ર લીલાવતી—

અવર મદન અલબેલો, આતો અવર મદન અલબેલો.	અ.
શરદ પુનમના સુધાકર સરખો આજ નગરમાં ઉગેલો.	અ.
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઈ ઝરૂખે ઝુકેલો	અ,
હું નીરભાગી નાથે તજી મને વેશ્યા અવાસે વસેલો.	અ.

ધન ગણીકા ધરણીતલ તુજને પ્રીય કર્યો મમ પરણેલો. અ.
ચંન્દ્ર ચકોરને મધુર મેઘ સમ મુજ મન રંગ રહેલો. અ.
મહિયારી વેશે નાહં જાણે, મમ છળ છેલ છબીલો, અ.

(૫૯)—સુરદાસ—

અરે રંગ જે લાગ્યો તે લાગ્યો, શિદ સોવે ફરી જે જાગ્યો...ટેક.
હંસોની ગતી હંસો જાણે, કાગ ન કાંઇ પીછાણે,
ઘાવ રહિત ઘાયલની ગતીને જગમાં ક્યાંથી જાણે...અરે.
દરદી વીણ દરદીની દશાને લક્ષે કોઈ ના લાવે.
સુર ભજનનો રંગ ના ઉતરે, અમિત ઉપાધી આવ્યે...અરે.

(૬૦)—મીસ ગોહર—ભૈરવી ઠુમરી. તાલ ત્રીતાલ—

નાહક લીયે ગબનવા મોરારે, મોરા નાહકલીયે ગબનવા મોર રે,
જબસ ગયે મોરી શુદ્ધ હું ન લીની બીતો જાત જાત જોબનવા. મોરારે.

(૬૧)—મહમદહુસેન—ગજલ, કવ્વાલી—

બુતોમેં ક્યોં યે શાને, કિબરી આઇ હોતી જાતી હે.
કે ઉનકે કબજેમેં સારી, ખુદાઇ હોતી જાતી હેં.
મેં ઉનકો પ્યાર કરતાં હું વો ગાલી મુજકો દેતા હે,
ભલાઇ કરતા જાતા હું બુરાઇ હોતી જાતી હે,
મેં બરસોંસે કહા થા, મુદતોસે રૂઠે બયઠે,
ખુદાકા સુક હે અબ તો. રસાઇ હોતી જાતી હય,
અગર મીલના નહિ મંજુર થા, તો સાફ કહ દેતે,
યે ક્યોં દરપરદાહ હમસે, બેવફાઇ હોતી જાતી હે.

(૬૨)—નંદબતરીસી—

મન ભુલાવે, મન લોભાવે, મન ચકડોલે ચડાવેજી,
શુદ્ધ પુવિત્ર નિર્મળ આત્મા, કાદવે રગડોળાવેજી,
જોવાનું તે નવ દે જોવા, નહીં જોવાનું બતાવેજી,
અમૃત મુકી વિષયને વળગે, નરક મહીં લોભાવેજી.
વારૂ વનીતા વિશ્વ મહીં, છે કોઇ ગોરી, કોઇ કાળીજી.
ત્રપતી છે સંતો મહીં, નથી સુખકર વૃદ્ધા બાળીજી.

(૬૩)—મીસ ગોહરજાન રાગ જીલ્લા, તાલ દાદરા—

આનબાન જીયા મેં લાગી, પ્યારી ચિંત ક્યોં દીયા, આનબસી ;કૈસી—સી
પડન લાગી છમકે પૈયા બાલા મેહરબાન સૈયા
તુમ બીન મોહે કલ, ન પડે તુમરે કારન જાગી—આનબાન જીયા મેં

(૬૪)–મી. મુહમ્મદહુસેન. રાગ યમન કલ્યાણ, તાલ લાવણી–
અબ નાબને ગિરધારીરે હમારી તેરી, ગિરધારી વનમાલી–અબ નાબને
લાલ દુશાલે આપતે ઓડે હમે ઉડાઇ કારી કમરીરે હમારી તોરી.
( બોલો મોર મુગટવા લેકી જય )

(૬૫)—કેશર કીશોરી—

અરે દુન્યામાં પ્રેમી કયાં બધે મતલબની યારી છે. અરે.
બીચારા કોઇક સાચા પ્રેમી, તેની તો ખુવારી છે. અરે.

સાખી } પોપટ જેમ પઢત'તો અચરે અચરે રામ;
મુરખ જન તેમજ બકે, પ્રેમ પ્રેમનું નામ.

કયાં છે સાચો પ્રેમી હા, કયાં તે સાચી પ્યારી છે. અરે.

સાખી } પ્રેમી પ્યારી કરી મરે, પ્યારી મરે મીજાજ,
પ્યારી પીયુ પીયુ કરી મરે, પ્યારા રંડીબાજ,

ગયો સાચાનો વખત હા, દગલબાજી નીવારી છે. અરે.

(૬૬)—ઉદયભાણુ—

અહો દિલદાર જરી દેદાર દિવાનાને દેખાડોને
અરે લટકી અધર પટકી મરૂં પટકી જીગર ખટકી
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને—
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી

સાખી { "દલની થાપણુ ઓળવી, ઘટે ન કરવી ઘાત;
"પ્રાણુ કહો તો પાઠવું, વાલમ કરવા વાત.

(૬૭)—મીસ ઝચ્છનબાઇ—રાગ પહાડ, તાલ, દાદરા—
પીયાસે સખીરી નયનાં વગો અરે હાં. પીયાં.
અમી હલાહલ મદભરે, સેત સ્યામ રતનાર,
મરત જીવત ઝુકઝુક પરત જીહી ચિતવત ઇકવાર—પીયા.

(૬૮)—ખુબસુરતબલા—
હાંરે કાંઇ બાંકો, સિપૈયા લુભાય ગયો.
હાંરે મોરે જીહિયામેં, સમાય ગયો—હાંરે
તન મનબારા જોબન પ્યારી હબબ વારૂંજી વરવા.
સૈયા દિવાની બાબા એકે, સોહાયે ગયો—હાંરે
કાંઉ ઓર કુછ સુંજ નાહિ, અવશી ઝલક દીખાયે
યે બસે નયને મેં મોરે રાખું પલક છુપાવે.
યા અબલો હે ધ્યાન એહી, ઉનપર કુરબાન ગઇ.
તન મન ધન વાર દઇ છુવાલી, મોરે મન લુભાય ગયો.

(૬૯)—ખુબસુરતબલા—

હુવે બાઇ કાટ, મીલા ટીનપાટ, ગઇ તેરી, મેરી જોરૂકી. (૨)
કયશી ડાલીથી લુટ, માગે ડાસનકા બુટ, કભી લાવે ન સુટ,
તો જાયે મડમ ઠરૂ અયસી બનીથી ફેશન પેલોટ.
સુજે તો મેરી જોરૂને સમજાથા ભોટ ગઇ ઘરસે બલા,
પાપ સરસે ટલા. "અબ તો વોહ ટોપી. અમ્માના વોહ પુરાના,
જામ સજા કે; કરેંગ દાટ. વાહ.

(૭૦)—જાળંધર સતી વૃંદા—

જા. જા, અલી, શરમાવે, શાને હાલી, સતાવે રીબાવે શું આમ.
પીયુ પખી વિણુ યૌવન ઉપવન સુનું.
રસના ભોગી વિણુ, સરવે સુનું...સુનું.
મદ ઘેલી અહીંથી જા જા, રસઘેલી અહીંથી જા જા.
લટકાળી, ચટકાળી, મટકાળી, મતવાળી............... ..જા. જા.
બિચારી પ્રેમઝરો ક્યાં ઉભરાવે, નાવલિયા સંગ બાલા ઝરણું ઝરાવે,
મને શાને સતાવો (૨) મન મુંઝાય, અકળાય તરસાય દુઃખી થાય. જા જા

(૭૧)—બાજીરાવ પેશ્વા—

જોબન રંગે રંગાતી, છાતી, સુપકવ અનાર.
છાતી સુપકવ અન્નાર, હિરાનો હાર, શોભીત સુખકાર,
કટી કેશ ભારે લચકાતી, વાયું વેગથી, હું વહી જાતી.
ગાલ આ લાલશા, રંગીલી રસીલી છબીલી હું નાર,
હશે પુન્યશાળી કોઇ મને ચાહનાર...............રંગાતી.

(૭૨)—સુદ્ધપ્રતાપ—

સતી તણાં સુખ સો પતિ ચરણે પતિ વડે ચુડી ચોટલો ( ૨ )
પતિથી રહે અળગી પીયર તે પાપનો બાંધે પોટલો :(૨)...સતી.
પીયરનાં પકવાન નકામાં, મીઠો સુકો સાસરીયાનો રોટલો (૨)...સતી.
મહીયરના રંગ મહેલ નકામાં, રૂડો અઢી ગજ સાસરીયાનો
ઓટલો (૨)...સતી.

(૭૩)—સુદ્ધપ્રતાપ—

ગીત વખતનાં ગાવાની ગત, પુછી જુઓ ગાનારાને.
જેવું તેવું ખાવાની ગત, પુછી જુઓ ખાનારાને.
મહાજન મોટા થાવાની ગત, પુછી જુઓ થાનારાને;
વિણુ બોલાવે જાવાની ગત, પુછી જુઓ જાનારાને.

ધાડ પડે તો ધાવાની ગત, પુછી જુઓ ધાનારાને.
જેને તેને ચાહવાની ગત, પુછી જુઓ ચાહનારાને,

(૭૪)—મુદ્રાપ્રતાપ—

સખી કોયલ ટોકેરે, ટીહુ ટીહુ સાદ કરી–ટીહુ સાદ કરી (૨) સખી.
શુભ શુકન વિલોકેરે, હૈયે બહુ હેત ધરી (૨)..............સખી.
પતિને મળવાનીરે, આતુરતા છે મનમાં ઘણી.
હોંશ હૈડાની છાનીરે, પુરી થાશે ઓરમણી (૨)
પુણ્ય પુર્વના સાચાંરે રૂડા નર વરને વરી
સખી આપણુ પાછાંરે, હવે કયારે મળશું ફરી (૩)........સખી.

(૭૫)—મુદ્રાપ્રતાપ—

ઉભાં રહો ! ઉભાં રહો ! ઉભાં રહો જરાય ! ઉભાં રહો જરાય !
ન મારાથી ચલાય... ... ... ... ... ... ... ...ઉભા રહો !
( કેમ શું ! થયું ) વાગ્યો કાંટો ઝીંણો; તેથી ઉપડે ન પાય.
અરરર......દુઃખ બહુ થાય........ઉંહું ? ખુબ બળે લ્હાય,
જાણે પ્રાણ મારા જાય...અરર ઓય...ઉભા રહો.

(૭૬)—બુદ્ધદેવ—

તું છાની છાની નયન તલસાવે સખી શાને.
તું ધીમી ધીમી પ્રિયતમ પાસે ચલી જાને;
તું ધીમી, ધીમી (૨)—તું છાની
રસકુંજની વિહારી, તું છે શાણી સુકુમારી,
વહેલી અધરસુધા જઈ પાને, તુ વહેલી, વહેલી (૨)—તું છાની
હાં, હાં, મીઠી દૃષ્ટિ મીલાવી, હાવભાવથી રીઝાવી,
સ્નેહ રસમાં ભીંજાવી સુખી થાને,
રસિકડી તું રસમાં (૨)—તું છાની.

(૭૭)—બુદ્ધદેવ—

ફુલની પાંખડી લ્યો પ્રાણ—ફુલની.
ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણા, અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન;
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની
આનું શું કહીએ સમજાને, સખી નયનના બાણ;
વમળ કમળ આ સરોવર જળનું, ભોગી ભ્રમર સુજાણ—ફુલની.

(૭૮)—બુદ્ધદેવ—

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા-વધુ ઝુરે વનમાં.

વિરહ અંગાર ઉઠે તનમાં. અતિશય બળી રહી મનમાં–પિયુ
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય–પિયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય;
નત્ર નવોઢા નૌત્તમ રમણી, રસિક નરવર ચ્હાય.
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં–પિયુ.

(૭૯)—બુદ્ધદેવ—

વિષથી ભરેલા જગમાં, અમૃત બતાવો સાચું,
જ્ઞાની પંડિત સહુને, વિનવીને યાચ્યું—વિષથી.
કોઇ કહે ચન્દ્ર પાસે, કોઇ કહે સ્વર્ગમાં છે,
દેવો મથે દરિયા વાંસે, પાણી જોઇ પાછા નાસે;
ભરુંસે ભૂલ્યા છે સઘળા, મને પણ એ લાગે કાચું—જ્ઞાની.
અમીનો ઉછળતો સાગર, સુધાભર્યો રસ રત્નાકર
અનુપમ સ્વર્ગીય સાકર, મળે પ્રભુપદ રજ પાસે.
પરીક્ષાને જો ઇચ્છે તો, પ્રેમી થઇ તપાસો સાચું—જ્ઞાની.

(૮૦)—પિતૃભક્ત પુંડલીક—

મને તું માફ કર શાણી, વચનપર ફેરવ્યું પાણી.
ખરે હું ક્રૂર છું પ્રાણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ધુતારા છો, ઠગારા આપ છો પુરા,
અધુરા લે શના ભાશો, હૃદય માંહિ કટારી છે.
લફંગો છું ધુતારો છું. પરંતુ દાસ તારો છું.
જગતના પાપની ઉપર. અખત્યારી હમારી છે.
જણ્યા રાંડે રતન જેવાં. ખરેખર બાપને બેટા.
લડે છે શીંગલા ઘેટા. ભયંકરતા થનારી છે,
અમે મસ્તાન પંખીડા. અમે મ્હોબત તણા કીડા.
વડીલો પણ હતાં એવાં. કબુલાત એ અમારી છે.
રૂપાળી જોડ છે ઝાંભી. ટળી બાપા થયા સ્વામી.
રહી ના લેશ પણ ખામી. કહો. (આ)છેડ સારી છે.
ઇજારો તો નથી લીધો. રશીલી આજ નખરાનો.
હવે ના તલસાવ. ના પ્યારી.વિરહની આ બિમારીછે.

(૮૧)—વિણાવેલી—

સુન્દર શામળીયા, નામ જપીસ નિત તારૂં—સું૦
મનહરના મળીયા, કાથી કરવત ધારૂં.—સું૦

શામળા શણગાર તમારા, કાળજું હર્યું કામણગારા;
ચીનવે કરમંરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા,
ક્યાં છું, કહું દુઃખ મારૂં, સુન્દર શામળીયા.
આસપાસ નહીં વાસ નિહાળું, આહાહા, ત્રિભુવન બારનું કાળું;
નિરખું નહીં મુખડું મારૂં, જઈ હીમાલય ગાત્ર હું ગાળું,
સાક્ષી દેવ દયાળું,—સુંદર શામળીયા,

(૮૨)—હરિશ્ચંદ્ર—રાગ ભૈરવી—

રતિ એક સ્વપ્નાં, મયને બદ અય પ્યારે, આજ દેખા.
જાય પહુંચી મય એકદેશસે, હય રાજય દુર હો જાતે ઉસકા તાજ દેખા
જાતે ઉસકા તાજ દેખા, લુંટ જાતે સબ તાજ દેખા,
સુખપર પરતે ગાજ, દેખા—રાત.
રાજ તારાજ દેખા, તાજ મહુતાંજ દેખા,
રાજાકા રાજકો આફતમેં, અયે સરતાજ દેખા.—રાત.

(૮૩)—કંસવધ—

રમીએ આનંદમાં હરિ રસ સંગમાં રહી રંગમાં-બંસીનાદ સુણી
સુતી જાગી, નીંદ બીક ભાગી, બીજી પ્રેમ રશમાં—રમીયે.
રૂડી ચાંદની પ્રકાશી શરદ પુનમની.
રંગે રસ ખેલો, સંગે સુંદર સ્યામની.
"સુખદ સંગ શ્રી કૃષ્ણનો, સુખદ શ્રી વૃજવન,
સુખદ શરદની ચાંદની સુખદ સફળ જીવન"——રમીયે.
આવી અલબેલી મહિ, નવલ કુસુમ કળી,
રેજો લાલા બારમાં, રશ લેતાના છળી.
પ્રિતમ સ્પર્સ થતાં સમ્યું, દેહનણું, અભિમાન,
વિસરી હું પોતાતણું, ગોવિંદમાં ગુલતાન,
આવો આવો ને આજ, રસ ઝીલીએ, રંગે રમીયે મલ્યા મોહનજી
શાસો ન અળગા ઘડી જગજીવનજી, રસ ઝીલીયે, રંગે રમીયે
મળ્યા મોહનજી—રમીયે.

(૮૪)—કામલતા—

પિયુ પરદેસીને કહેજો પ્રણામ હમારા, [૨) કેજો કે ગઇ તુજ દારા—પિ.
કહેજો, મને તજી દીધી તેમ બીજીને તજશો નહીં.
કોઇ પ્રીતી વસ અબળા બિચારી, ભોળીને ઠગશો નહીં.
કહેજો, તને સંભારતી, વિષપાન એ કરતી હતી.

છેલ્લો નીકળતાં શ્વાસ, તારૂં નામ એ જપતી હતી,
કજોદેદાસીથઇઅન્યજન્મમાં, સેવીશ પીયુજી; કોમળચરણ તમારાં–પી૦

(૮૫)—ઉદયભાણુ—

અલબેલા લકકાળા વ્હાલા, પ્રીતમ ઠાકોર મારે મન વશીયા.
રસથેલા રીઝાળા બેઠા દેહના દેવળ માંહિ રંગ રસીયા.
પ્રીતી પંચામૃતે પાતળીયા પખાળું વચનને ફુલડે વધાવું,
હેતના હીંચોળે હળુ હળુ હીંચાકું હોંસે હસીને હસાવું,
શ્રૃંગાર સજી સજાવું ભાવે ભોજનની થાળ ધરાવું.
હઠનું કસુંબર રીશનું રાઇતું, ચામડાઇ ગટણી વ્હેમ શાક રાઇતું;
બરફી પેડાને મહેસુર પ્રેમ ભાવનાં, ધારી કચોરી પુરી શુદ્ધ સ્નેહ વાસના
ભાવના ભુખ્યા હૈડયા, દેવલ દે વાસના, પેંડા પરસાદમાં વ્હેચું હું.
ઉલ્લાસના–અલબેલા

(૮૬)—ખુરશીદ ઝરનીગર—

આલમમેં હય ખુબી સારી પયસેકી બાબાભાઇ બેટા જોરૂ પ્યારી પયસેકી
ઉમ્લતદારી ઇજ્જતદારી પયસેકી, જહાં દેખો વહાં મારામારી પયસેકી.
પયસે લાના, જયસે પાના; દુઃખ ઉઠાના સુખ ઉઠાના.
સર કટાના જીસે જાના, તબહો આના પયસેકા,
કયેસી ખારી, ઓ લાચારી, ખીદમતગારી, તાબેદારી;
સબો—મક્કારીએ કમાના પયસેકા.
અદના આલા, બનીયા લાલા, બરવા વાલા,
દેખા ભાલા સબકો વાલા, ઓ દીવાના પયસેકા.
છોટા મોટા ચરચા ખોટા, શાલુ ગોટા, થાલી લોટા.
કુંડી શોટા પીના ખાના પયસેકા.

(૮૭)–મી. મહમદહુસેન. રાગ–દાદરા, કહારવા (મીઠા ઝહેર)–

અટારીયાપે ગીરારે કબુતર આધીરાત. સુન સુન સુન ભાબુ હમ તુમ
સોવે સંગ સાથ,
નહીં નહીંરે દેવરા સૈયાં તો જાગે સારી રાત. અ.
સુન સુતરી ભાબુ સૈયાકો દીજો મરાય.
નહિ નહિરે દેવરા સેજોકી સોભા મોરી જાય.
સુન સુન ભાબુ હમતુમ ખાવે સંગ સાથ.
નહિ નહિરે દેવરા છતરી ધરમ ઘટ જાય; અ.

(૮૮)—પ્યારા સાહેબ રાગ ભૈરવી. તાલ ત્રીતાલ—

અરે જોબનવા ચાર દીના દીનો સાથ,
જોબન સત જબ જાત ભઇ મુખ મોડન લાગે-કદર મેરી કહું
ના પુછી બાત—અરે જોબનવા, ચાર દીના દીનો સાથ.

(૮૯)—ધના ભગત— ભજન—

રામબાણ વાગ્યા હોય તે જાણે, બોલ્યા મુરખ મનમાં ન આણે.
ધ્રુવને વાગ્યાં, પ્રહલાદને વાગ્યાં, ફરી ન બેઠયા ઠેકાણે.
ગર્ભવાસમાં સુકદેવને વાગ્યાં, એવું વેદ વચન પરમાણે—રામ
મોરધ્વજ રાજાનુ મન હરી, લેવા, મ્હારો વ્હાલો આવ્યા જે ટાણે.
સાઇ કરવત મસ્તક પર મેલ્યું, પત્ની પુત્ર બેઉ ટાણે—રામ.
મીરાંબાઇ ઉપર કોપ કરીને, બોલ્યો રાણોજી ખડક તાણે.
ઝેરના પ્યાલા મ્હારા ગીરધર લાલે, આરોગ્યા અમૃતને ઠેકાણે—રામ.
નરસીંહ મહેતાની હુંડી શીકારી, વ્હાલે બેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યાં, એવું ધના ભગત ઉર આણે—રામ.

[૯૦)—કબીર ભજન—પદ-

રામ સુમીર, રામ સુમીર, રામ સુમીર ભાઇ.
રામનામ સુમીરન બીન, મુક્ત ભવમાહી. રામ.
બીનતા સુત દેહ ગેહ સંપતી સુખદાઇ.
ઇનમેં કછુ નહિ તેરો, કાલ જાત ખાઇ, રામ.
સુકર કુકર યોની ભ્રમત, તોઉ લાજ ન આઇ,
રામનામ છાંડી અમરત કાહેકો હો વિક્ષ ખાઇ. રામ.
અજામેલ ગજ ગણીકા, પતિત કર્મ કીને,
વોભી ઉતર પાર ગયે, રામ નામ લીને, રામ.
સતકર્મ સજી સુધર્મ, રામ નામ લેહી,
ગુરૂ પ્રસાદ જનકબીર, રામ કર સ્નેહી. રામ.

(૯૧)—સુરદાસ—

સેવકની અરજી સુણી, ધીરા, વગર વિલંબે ધાવો,
દયા દીન પર, દીન દયાળુ, લાલ ઉમંગે લાવો.
વ્રજવલ્લભ છો, મુજને વ્હાલા,
કીંકર હું કરૂં કાલાવાલા, આ બાળકને બચાવો,—સેવક.
કરો સજીવન સ્નેહ ધરીને, મદનમોહન પ્રભુ મારા,
નિરાધાર, નારીના દુખને, નટવર કરજો ન્યારા;

અવિનાશી આધાર તમારો;
અવર કોણુ છે અમારો, પરચો નાથ બતાવો.

[૯૨)—મીસ કાલીજાન—રાગ, પીલુ, તાલ—દાદરા—
પીયા બિના મેકા પડે નહીં ચૈના પડે નહીં ચૈના,
ચાંદીકા પીંજરાં, સોનેકી મૈનાં, ઉડ ગઇ મૈનાં,
તકદો નેનાં, તકદો નૈનાં, પિયા બીના મૈકા પડે નહીં.

(૯૩)—મીસ મલકાજાન—રાગ જીલ્લા, તાલ, દાદરા—
પીયા તોરી તિરછી નજર લગી પ્યારીરે;
એરી તુમરે શ્રામ સલુને, નેન જાદુ ભરેકે કટારીરે;
મધભરે નેનુ તકતક...મારી, સૈન સુધ વિસર ગઇ હમારીરે.
પીયા તોરી તીરછી નજર લાગે—પ્યારીરે.

(૯૪)—મીસ રોઝા—રાગ કાફી—
તેરી જય જાયા નંદભરદારી કુરતી ન લાયા ટીલકી,
ભરા કટોરા દુધકા મેં ગોલું દુપી, મૈં બેઠીરે જાટકી તેરી લગી ધરમકી
રેલો બેટા જાટકારે ધરકા લ ઞરદાર સગી ભત્તીજીએચકે ઉતરગયાગંગાપાર
લંબી સડક લાહોરકીરે રેલુને, પકડા, જાય તાર તાર માબે ચકર,
રેલુરે લેના છોડાય—તેરી

(૯૫)—મીસ રોઝા—રાગ, મલ્હાર, ધીમા, ત્રીતાલ—
ગરજ ગરજ બરસસકો આયે મેહરવા બરસન લગી બુંદરીયા
એક તો દમક દામની દમકે કુજે માર પપૈયા.
બોલન લાગે ઉચટ ગઇ મોરી નિંદરીયા—ગરજ,

(૯૬)—મીસ મલકાજાન રાગ પીલુ કહારવા તાલ લાવની—
આવોજી આવો કૃષ્ણ પ્રાનકે જાનેવાલે.
અલખ હો અવીનાશી શંભુર કૈસે હો બાસી
અખિલ મંડ હૈ બ્રહ્માંડ કે બનાલે વાલે;
સંતકો પીર જુંડો કીનો પિત્તરશે નિરાધાર કીનો.
બસુદેવ દેવકીજીકો દુખસે છુંડાને વાલે,
ગૌતમકી તિરિયા તારી પરાગકાં ભોલી બાલી,
આજ મિલે—પાપી જમ દંડસે છુડાને વાલે.
દુખ સુખ શ્રાપન વાલે દશરથકે દુલારે
તાડીકા વ્યાધ મારે ગર્દમેં મિલાને વાલે—આવોજી

(૯૭)—દાગે હસરત—
આવો મીયાં બાંકે મય ચમ્પી બનાઉં, ચમ્પી બનાઉ મય પાઉ દબાઉ.
ગરમા ગરમ ચમ્પી વ્હે નરમા નરમ ચમ્પી,
બકરા હજમ ચમ્પી વ્હે મુરગી ભસમ ચમ્પી,
જયશા છેલા મય બના હુ વયશી ચમ્પી બનાઉ.
શેઠ ગડબડ ગર કુછ કરે ગરદન એ ઉન્કી દબાઉ.
ગલ્લામરોડ ચમ્પી વ્હે ખોપરી ફોડ ચમ્પી.
પસ્લીતોડ ચમ્પી વ્હે ખુની ચોર ચમ્પી.

(૯૮)—મહમદ હુસેન—રાગ, ભૈરવી, કવ્વાલી
બહુ તેરા સમજાયોરી, લાખનબાર; દીલ હમારા વે માનત નાહિરે—
સમઝ સમઝ પસ્તાયોરી. લાખનબાર—બહુ તેરા,

(૯૯)—મહમદહુસેન—રાગ ખમાચ તાલ, ત્રીતાલ—
પીયાકે, આવનકી, સુનત, ખબરીયાં, બાટ મુક્ત હમ નેક, નજરીયાં;
જો પીયા હમસે રૂસ રહેરે, છાય રહી જૈસી કારી બાદરીયાં—પીયાકે

(૧૦૦)—મીસ કાલીજાન—રાગ ગઝલ કવ્વાલી.
રકમ હો કબ સીફત તેરી, મઇનુદીન અજમેરી,
વહ અલીશાન હૈ તેરી, મઇનુદીન અજમેરી.
તેરે દરબાર જો આવે, મુરાદે દીલકી વહ પાવે,
સખી સરકાર હૈ તેરી, ગઇનુદીન અજમેરી
તેરે દરીયાયા રહમતમેં, જહાન ઓર કયું અયઠા ફુડકે,
તુ કસ્તીવા કરે મેરી, મયનુદીન અજમેરી
જમીં ઓર આસમાં તેરા, યકીનવાલા મકા મેરાં.
પલક પર ધુમ હૈ તેરી, મઇનુદીન અજમેરી.
અલાઉદીન, નિજામુદીન, ફરીદુદીન, કતુબુદીન,
ગ્રેશોને પજ બતન તેરી, મઇનુદીન અજમેરી,

(૧૦૧)—મીસ કાલીજાન—રાગ કાફી, હોરી તાલ દીપચંદી—
મોય બારાજોરી કર રંગ ડારોરી, વહ જો કહત હે નંદ
મહરજીકો છોરા કરો મોપે બારા જોરી,
લાખ કહી બાતી એક હું નામની, કવિધ કરો ના ડરોરી,
કર કુચન પીચકારી એસી મારી ભીજ, ગઇ સીસ બદન સબ સારી.
મોજમે આ મોરી બૈયા મરોરી મુખ સુમત પટ, ઉગાડે.

(૧૦૨)—મીસ ગૌહરજાન—રાગ, ઝીંઝોટી, તાલ, દાદરા—
મેરે દર્દ જીગરકી ખબરહી નહીં, ખબરહી નહીં કુછ અસરહી નહીં
નહી કાટેસે કટતી, હય કુદરતકી રાત યારબ કયા છંસકી સહરહી નહિ
દીલકો લગાકર કયા ફલ પાય ગોહર.
એસે સજનમેં, સમ રહી નહી; મેરે૦

(૧૦૩)—અર્સારેહીર્સ—
એજી મુજે મંગવા દો જાન. સન્નમે સીતારેકી અંગીયા. એજી
ગાલમેં લાલી, કાનમેં બાલી, મેં તો પહેરૂંગી પ્યારેકી અંગીયા. એજી.
મુવે દરજીને અંગીયા બિગાડી, મુજે લાદો બનારસકી સાડી,
જીસ્મે આલાહો મસાલા, મુજે ગોટે કીનારીકી અંગીયા—એજી.
અપને સૈંયાકી બાલી મે બોલી મુજે લાદો બનારસકી ચોલી,
જીસ્મેં આલાહો મસાલા, લાદો કીનારેકી અંગીયા. એજી,

(૧૦૪)—જલશા સંગ્રહ——રાગ શાહેની તાલ ત્રીતાલ—
એરી જશોદા તોસે લરૂગી લડાઇ તોરે કુંવરે ધુમ મચાઇ—એ.
કાહુકી ઉચક દુધકી મટુકીયા કાહુકે શીરકી ગાગર છરકાઇ
બિચ ડગર મોસે રોકત નટવર ચાંદ હસત પ્યારે બ્રિજકી લુગાઇ. એ,

(૧૦૫)—પ્યારા સાહેબ—રાગ—મહાડ કવ્વાલી—
ઓ બાલમ મોરે, હમસે નજરીયાકા, હે ફેરી,
મેરા જીયા ચાહે ગરવા સો સો બૈરી તોરેરે. બાલમ—હમસે.

(૧૦૬)—મીસ અચ્છનબાઈ—રાગ—ખટવા. તાલ, લાવની, હેરી.
જશોદાકે લાલ ખેલે હોરી, કેસી ધુમ મચોરી. જશો.
મુરલીકી ધુન સુન ગોપી બિકલભઇ, સબ મિલ બાત કહોરી.
અંગ અંગ ભુખ ન સબ સાજે ચલો કીરતકી ઓરી, કેસી
આય અચાનક ગલે લગાવત, દીયો અંગ છક જોરી.
આરી દુંગી છોડ દે મોહન (૨) તુમ્હે તમિજ નહિ મોરી. કેસી,
ચહુવા ચંદન અત્તર ગુલાલકે, ગલીયન કીચમ. ચોરી
ઉડત ગુલાલ લાલ ભયે બાદર, ચલી રંગકી ઝોરી. કેસી.

(૧૦૭)—સતી દ્રૌપદી —ગરબો—
હો, કનૈયાજીરે, અમને મોહન માયા લગાડી. અલબેલા,
વનમાં વેણુ વગાડી, અલબેલા૦ હો.
"બંસીબટ—પનઘટ—નિકટ—તટ—યમુના—યદુવિર,
"નાચે નટવર નંદના, હરી હળધરના વિર,

લીલી લવિંગ લતા, શોભતીજીરે,
લીલાં વનવૃક્ષ વેલ વાડીઓજીરે મારા વાલામજી. લી૦
" ચાલો સખી જઇએ ત્યાં, જ્યા વસે વ્રજરાજ.
" નીર ભરંતા પ્રભુ મળે, એક પંથ બે કાજ.
રશીયાજી રાસ રમાડોરે, અમને રશીયાજી રાસ રમાડો.
સમીરે સંધ્યાની આવી, સરખી સાહેલી;
આનંદે અંગે પમાડોરે, અમને રસીયાજી રાસ રમાડો.
બંશીબટ સમ બટ નહીં, નંદ ધામ સમ ધામ.
" વૃંદાવન સમ વન નહીં. કૃષ્ણનામ સમ નામ "
કાનજીને માથે; મણી જડયાં મોળીયાંરે,
તારા મોડીયાનો બડો બડો ઠાઠ, ખમા, ખમા..રૂપાળા કાનને,
કા'નજીને માથે, પીળાં પીતાંબર, પેરીયાં કાનજીતે કાને..
કુંડળ હૈયે હાર, ખમાખમા, લટકાળા કા'નને. હો કનૈયા.

(૧૦૮)—અસીરે હીર્સ—

તોરી ઝલઝલ હૈ પ્યારી, તોરી કલઝલ હય ન્યારી;
કરો બાત ન મોંસ સાંવરીયા—જાન.
તોરી જુલ્ફ હે કાળી, તોરે ગાલોંપે લાલી, તોરે નૈનાંકી લાગી
કટારીયા—જાન.
જાઓ જાઓ નાદાન, મોહે ન સતાવો જાંન;
નૈનાંસે નૈનાં મિલાઓ મોરી જાન, એજી છોડોજી હાથ.
કરો ઓરોસે બાત, નહી હોગી યહ બાત, એજી વાહ વાહ વાહ,
બાંકા સીપૈયાં તુંમોરા સૈયા, ડાલું તોરે ગલે બૈયા.
હાં હાં હાં માન માન માન—જાન.

(૧૦૯)—ગજલસ્થાન—રાગ કવ્વાલી-તાલ લાવની—

તુને પ્રીતીકા વાયદા કરકે પ્રીયા મુસે પ્રીત લગાના છોડ દીયા;
વોહ મહેરકી અંખીયા ફેરલીની, હરદમકા આના છોડ દીયા.
જરા દર્શ દીખાકે બોલો સજન, તેરે બોલોપેં વારૂ તન મન ધન.
તેરે ઇસ્કમેં ખોયા સાર જોબન, મૈંનેઅપના બેગાના છોડ દીયા.
ઇશ ચાહમેં પહેલે નેંહ લગા, ઓર મનકો મોરે ફેર લીયા,
અબસેં બસે કીશ દેશમેં જા, ઈશ દેશકો આના છોડ દીયા.
જાબેરી સખી અજમેરકો, ચલ જહાં અપને પીવાકા બાસા...હય
પીયા બીન કછુ ભાવત નહી, મૈંને દીલકા લગાના છોડ દીયા.

(૧૧૦)—દોરંગી દુન્યા—

ઓ દાસી બનું પીકી, લગન હો જો જીકી;
નહિ માનું કીસીકી, બસ ન માનું કીસીકી;
વારૂં, વાપે તન, જન હો સુજન, કમલ બદન ફ્લન મોહન દાસી,
દીપક બીન કટી બીમલ, કમળપર અંગ પતંગ ન જારે
એેસી રીતી રતી કુમતીકી, બસ શીકી અતનીકી નહીં નકી, દાસી

(૧૧૧)—પ્યારા સાહેબ—રાગ સીંધુ ભેરવી. તાલા દાદરા.

આજ મૈં લરૂંગી સેંયા, અપને પીયાકો જાને ન દુંગી. આજ મૈં.
ઈતની બિનતી મોરી માન લે સૈયા, તાબે જીંદગી મૈ તાબેદાર
હો રહુંગી સૈયાં—આજ લરૂંગી સૈંયા.

(૧૧૨)—દાગે હસરત—

મોરી મેહનીયા, તોરે ગોરે ગોરે ગાલ,
મોરી મોહનીયા, તેરે લંબે લંબે બાલ;
મદસે હું મય મતવારી, મતવારી મોરી ચાલ;
કાંટા લગા પ્રેમકા, મય હો ગઈ બેહાલ,
આંખો તોરી મદ ભરી, ડોરે, બરે લાલ (૨)
ઠુમક ઠુમક ચાલ ચલે, કમરીયા જયસે બાલ.

(૧૧૩)—મહમદ હુસેન—ગજલ—

સુનો તુમ યાર પરદેશી, બચન કયસે નીભાવોગે.
બહીં એક જોરસે નદીયા, નીબૈયા સુજન પડતા,
પુકારૂં રામ અપનેકો, લગાદે પાર મોરી નૈયાં,
હરે ભલા લગા, કીસ્તી, મેરા મહબુબજા હગે,
કભી અંખીયા જો ભર આતી, કભી દીલ જોર જોતા હય સુનો.

(૧૧૪)—મીસ ગૌહરજાન—રાગ પીલુ. ત્રીતાલ—

સાંવરીયાં મન ભાયોરે, બાંકોયાર,
કાહુમેં હજરત, કાહુમેં મુસા, અરે આપહી આપ સમાયોરે.
અરે કેસો હી રંગ, દીખાયોરે બાંકોયાર,

(૧૧૫)—જુલ્મે બ્હેશી—

તેરી રજાપે મય રાજી હું કસમ લે.
અબ ન સતા મુઝે દામો. દીરમલે—તેરી.
અહાંસ ચલા જા, હ્હીકો રકમલે,
બાકી જો જર હય બેજદુંગી દમલે—તેરી.

(૧૧૬)—નીગાહે ગફલત—રાગ-પહારી-ઝીંઝોટી-ગત—
હય પ્યારી નાચારી, નાદારી, ઔરતેં,
ધનસે હોતે હયે, બરે શયદે, હાં હાં હાં.
હરે વારી બીચારી, બેકારીમેં ઔરતેં—ધ૦
ન્યારી હય યારી દીલદારીમેં, આરતેં—ધ૦
કરમાબરદારીકી, માની હયે ઔરતેં—ધ૦

(૧૧૭)—ઉસ્તાદી—રાગ લલીત—તાલ ત્રીતાલ—
તુમ બીછડત મોહે ચેન નહીં કલ તુમ-બિછડત મોહે ચેન નહિ.
અબ કૈસે કરૂં સુખરે પલ પલ તુમ.
યેહી દરજો મોહે સદા. રંગમેં જાઉ ઉનકે બલબલ તુમ,

(૧૧૮)—ઝેરીસાપ—
સાવલ બાંકેરે, નજર મોરી આગયે, ન કહ્યું, કહે ગયે, ન કહ્યું. સુનાગયે
મોરી બાલીસી, ઉમરીયામેં, રોગ લગા ગયે;
ક્યા ખબરથી કે કોઈ, તીર અદા હોતા હય,
દેખ લેના કેહસીનોકા. બલા હોતા હય,
મીઠાં મીઠાં સહરાં, દરદ ઝરા હોતા હય,
જલમેં ન નાહ્મ, મેં હોતી હું.
કીસેસે પુછું કે મેરે દીલમે, ક્યા હોતા હય,

(૧૧૯)—ખુબસુરત બલા-
ચલે ઇશ્કમેં આઓ જીગર પર, દો ધારે;
ચયન આશિકકો દમભર કયું કર હો,
મુસીબત ઝેલી બલા સરલેલી.
તબીયત ખેલી પહેન ગયે સવેલી-મજે ઇશ્કકો.
પ્રેમ પ્યાલા જબ તુમ દીનો મત હમરીબ બોરાય,
હિરદે ખાન નયન કે લાગે, શુદ્ધ બુદ્ધ બિસરાય.
પ્યારી પ્યારી બતીયાં કરત ઘતીયાં તજોજી છતીયાં,
લાખોજી પ્યારી તોરે વારી ઇશ્કમેં.

( ૧૨૦ )—જલશા સંગ્રહ—પદ રામકલી—
ઉઠ સજન બહોર ભય હરી ભજન ગારે,
પશુ પંખી જીવજંત સંત હો પુકારે—ઉઠ;
બોહોર હોય ભજન હઉં, પ્રભુ નામો તે હારે,
સુખ ચેન સોહાવે આજ સુફળ દીન તેહારે—ઉઠ.

કરત હું કરજોડ વીનતી તેરે દ્વારે,
દુખ દરીદ્ર સંકટ મેરે પ્રભુ તું નીવારે—ટેક.
જાકો શુભ નામ લેત પાપ ગયે હારે,
સકળ જગત સ્વામી તુંને રચી જગત ભારે—ટેક.
સુનો જગનાથ કીયે પાપ હયે અપારે,
સાગર ભવ કોન ભેદ ઉતર જાઉ પારે—ટેક.
હીરાજ અંતર ભજન કરો તોજ પ્રભુ તારે,
તનમન સેવા બીન સદા રહો નીવારે—ટેક.

( ૧૨૧ )—અશ્રુમતી—

ઓ મારી રંગીલી દરજણુ, દરજણુ ગુલાબનો ચોટોરે;
તારો જગમાં જડે ના જોટોરે.
ખવરાવું પીવરાવું હાથમાં નચાવું, વાળે રમે તું ગડબડ ગોટોરે;
લાહી લુંહીને પરણયો પરાણે, નથી હું માતબર મોટો.
ઓ! મારે તો જોઇશે શીરો પુરી ને સાથે સાતવાના હું, અ.
અરે અહીં તો મળશે રોટલો ને ડુંગળી, શીરાપુરીના તો, ટાણા હું, અ.

( ૧૨૨ )—સુકન્યા સાવિત્રી—

એ...રજની શરદની રળીયામણીરે...રહિ ખીલી રૂપાળી ચંદની,
આકાશે રહિ ખીલી, એ વૃષ્ટિ વરસાવે અમૃત તણીરે
રેલજાગી ઉરમાંહી આનંદની હાંહાંરે રેલજાગી એ...કરે નયણું
નીહાળી પ્રકાશ ( ૨ )
હર્ષઘેલાં હૈડા કરે હાસ ઝલક શ્વેત શી છવાઇ ( ૨ )

સાખી { ચન્દ્ર વિના સજની નહિ રજનીને સન્માન.
{ સજની શું સમજી કરો રજનીન ગુણગાન.

( ૧૨૩ )—સુકન્યા સાવિત્રી—

આવો આવો હું લેવરાવું લ્હાવો, આ મારા સંસારનો-થયો આજ
અનુભવ ભવ પારનો
તમારા વિના વ્હાલુ નથી કોઇ મારે, તે માટે કરું પુજા તમારી પેંજારે
આ તે બાયડી, કે સાયડી...સાયડી, સાયડી, સાયડી,
દીઠો માલ શું મહતીઓ બજારનો આ-મારા સંસારનો. આવો આવો.

( ૧૨૪)—વિજ્ઞાવેલી—ગરબો—

ઉગ્યો સખી સૃષ્ટીનો શૃંગાર હાર ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા,
જોને પ્રેમ ઘેલી ભુમીના દેદાર જોને ડોલે સૃષ્ટી આનંદમાં;

સાખી { ધન્ય ધરા ધન્ય સુંદરી તને, ચતુર ચન્દ્ર તુજ કાન્ત,
શાન્તી પાઠ પઢાવતો, સાધીને એકાન્ત.

ધરણી પડી પનીને પાય શીક્ષા શીરે ધરેરે.
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાન્તિ ચિતે સ્મરેરે,
ધરોને બહેન ધરતી માતાનું કહ્યું કાન, પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન

સાખી { ચન્દ્ર સુખે ચીરડાઇને તારાનાં મુખ શ્યામ;
સદગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.

સખી ! જોને પતિનું માન, તેનાં ગાંધર્વ ગાયે ગાન,
પામે દેવી સમાન સનમાન રમે રામા રશીક લગ્ન તાન.
ધરણી નાર સમ ગૃહણીયો સેવે સ્વામી પાય,
ચતુર ચંન્દ્ર સમ ધણી મળે જય જય ત્યાં ઉચરાય.

(૧૨૫)—કબીર ભજન—પદ—

તુંહી રામ તુંહી રામ તુંહી રામ, તારો ચરખો બોલે રામ નામ
ભજ તુંહીરે નીજ તુંહી રામ તુંહી;
ચરખો મારો અજબ રંગીલો, પુણીઓ લાલ ગુલાલ;
કાંતને વાલી છેલછબીલી, આકાશ નાંખે તાગ, અરજી સુણજો મોરીરે.
રૂ પીંજાવવા હું ગઇ, તુમ પીંજો પીંજારા ભાઇ;
પીંજન પીંજોરે કોઇ ખા ગઇ, કાંઇ દાશ ગુરૂ સહસ બતાઇ. અ.
જળ ઉપર જળ નિપજેરે. જળમાં કીધો વાસ;
એક અચંબો મેં સુણ્યો, કાંઇ બેટી જનમ્યો બાપ.
બેટી પુછે બાપકું તું અણજાયો વર લાવ;
અણજાયો વર ના મળે તો, તારે મારે ઘરબાર.

( ૧૨૬ )—અંબરીષ—

મોહનજીને મલવા તલપે મારૂં ચિતરે—મોહન.
પ્રેમની આંખો, પ્રેમની પાંખો, પ્રેમના ગાઉં એ ગીતરે—મો૦
સાગર સંગે, સરિતા ઉમંગે; મળવા દોડે ધરી પ્રીતરે—મો૦
પ્રેમે મળશું, ગાનમાં ગળશું, વહેલા વગીશું, હયાં ખચિતરે—મો૦

( ૧૨ )—નરસીંહ મહેતા.

હવે મને, હરી નામથી, નેહ લાગ્યો ( ૨ )
ભાંગી ભીડ ભવનો ભય ભાગ્યો...હવે. [ ૨ ]
આશા, મંદીર, મારે, મનથી મેં મુકીયાને, ઇન્દ્રીની ઓળખાણ મુકી(૨)
હેમ હીરાથી હાર મહેલા, જે પર ચાલ્યો શુંકીરે...હવે.

કોના સુત તાત, કોના, માત ભ્રાત, સરવે સ્વાર્થનાં સગપણ રાખે
પ્રાણ ગયા પછી, પાસે ન આવે, કાઢો કાઢો, મુખ ભાખેરે—હવે.

( ૧૨૮ )—અંબરીષ—

હસિહસિ બોલે બાળા, નવિન નવિન કરે ચાળા;
એકવાર છાની બચી, લઉં તુંને વ્હાલા, હસી.
ઉછળી છે ઉમંગે, છલંગ ભરી શીદ કાલા;
લે પ્રીતે પકડી, લે કર પય પાન વ્હાલા. હસી.
મુખ કમળને જોઇ, તનમન અતિ હરખાયાં;
જા પોઢી બાલુડાં, શરદ પુનમના જાયા. હસી.

( ૧૨૯ )—લક્ષ્મી વિજય—

વેગે વ્હેલા દિનબંધુ વ્હારે, આવજોરે—( ૨ ) વેગે.
અવિનાશી છો અધમોદ્ધારણ, અજામેળ ગજ ગણીકા તારણ,
કેશી કંસ વિદારણ, કરૂણા લાવજોરે—( ૨ ) વેગે,
પુર્યા પટકુળ દ્રૌપદિ સતીને, પ્રહલાદ હણી, દુર્મતિને;
વિનવું એવા શ્રીપતિ, શોક સમાવજોરે—( ૨ ) વેગે.

( ૧૩૦ )—સુરદાસ—

બોલું કયા મેંરે પ્યારેકી બતિયાં, બોલું કયા મેરી છોટીસી છતીયાં;
ન ધરિ, ચેન ધરિ, રેન ચુમિ, ચુમી બદન શયનમેં દુખી કર ડારી.
પકરી જુગલ કર, બસન અલગ કર, કિય પરહરી ડર.
છતઅધરનપર—બોલું.

" મરોર ડારે જોરશે, મેરો કોમલ અંગ.
એસે નિરદય નાથકો, મેં સુપને ન કરૂં સંગ—બોલું.
" ત્રાસ બઢયો તનમેં અતિ, હિય કો ઘટયો હુલ્લાસ;
એશો જો મેં જાનતિ, તો જાત ન પિયુકી પાસ."

(૧૩૧)—પરશુરામ—

જાઓ, ઠગારા, કામણગારા, રશમિના રસરાજ.
ના કરો કાલા, ચાતુર ચાળા, થઇને કાલા, મદઘેલા મહારાજ.
મનભાવે શું મોહ્‍ં હલાવો, જુવતી પર શું જોર જણાવો,
હવે માનો, અર નહિ નહિ, શાણી શું શરમાય—ના...જાઓ (૨)
ફુટેપ્રિતી દોર તાણો કરી જોર, આવો, ચિત્તચોર, ગાંઠું પ્રીતી દોરે—જાઓ.

(૧૩૨)—માયા મોહિની—

રચો વર્ષોના વર્ષો મવાલી, લાવું બેરી બશ રૂપાળા,

હોય વિધવા કે ભરથાર વાળી, આવી વીંદ્ધા મેલું નાખે ટાળી.
શેઠ ? છે આ જમાનો મવાલી, કોઇ આવી જશે ઝાડુ વાળી,
હોય આ આગ્રહથી આરપાર ખાલી, હોય વિધવા પણ એ બચવાળી.
નહિં. નહિં-બૈરી લાવીશ, બચ્ચા વગરની...(હાખ......છીં...)
કેરી એ:ચીં'તી છીં'કતું, હાખછીં...હાખછીં...હાખછીં...હાખછીં.
રાંડ નકટી કરૂં નાક વાઢી વાત વિઘ્નોની આ કેવી કાઢી,
તારી સુરત બનાવું હું કાળી, બૈરી આપી જશે હાથ તાળી. રહો.

(૧૩૩) - બુદ્ધદેવ—

પ્રિય સરલા કેમ વિસરાયે,
રહી હ્રદય વસી પ્રમદાએ—પ્રિય.
ચંપક કળી ભલે હોય સુવાસિત, મધુકર નવ લોભાયે
પ્રેમી વસ્તુને પ્રાણુ અર્પતો, કદી કમળમાં થાયે—પ્રિયે.
ચન્દ્ર ક્રાન્તિ એ પ્રેમ ચકોરી, અગ્નિ પ્રીતથી ખાએ;
એજ સનાતન રીત પ્રીતની, અન્યને શું સમજાયે-પ્રિય

(૧૩૪)—સુરદાસ ભજન -રાગ ખ્યાલ-ઠુમરી—

સામરો ન જાણે મોરી પીડ, કનૈયો ન જાણે મોરી પીડ, એલી પરરરરરર
મેં દધી બેચન, ગઈતી બંદ્રાબન, સામરવાને ખેચ્યો ચીર ચરરરરરર
મેં જલ જમના ભરન ગઇતી, સામરવાને છાંટયો, મોંહયે નીર
છાંટયો છરરરરરર
બંદ્રાબનમેં રાશ રચ્યો હે, હરીયાં હમારાં ચિત, ચીત, ચાલ્યા ચરરરરરર
સુરદાસ પ્રભુ તુમ્હારે, મીલનકું, ફેંકયો મોપે તીર (૩) વાગ્યો તરરરરરર

(૧૩૫)—રમા રણુજીત—

ઉત્તમ જનમાં ઝેર પડાવે, જર જમીન જોરૂ,
સંપીલા વસતા જોયા જ્યાં, છે કોરૂ મોરૂ—ઉત્તમ
સહોદર બે વિર, પઇસા સોહે શીર.
ભાઇ ભાઇમાં એક બિજા પણ, કરે કાળું ધોળું—ઉત્તમ
સ્વારથી બાજી, પઇસામાં પતરાજી,
મસ્ત બનાવે માયા જગમાં લડે પિતા છોરૂં—ઉત્તમ
ધનવાનોને ઘેર. રહે સર્વમાં વેર,
રંક બિચારા હળી મળીને રહે કુટુંબ, ભોળું.
પરને કરી ફકીર. પોતે બને અમીર.
દુરજન મનમાં જાણે નહી જે. મોત ઉભું ઓરૂં—ઉત્તમ

(૧૩૬)—બુદ્ધદેવ—

દુઃખીને ડરાવે શાને, મરેલાને મારે શાને;
બળેલાને બાળે શાને, વૈરી વિધિ
રીઝાવી સતાવે શાને, સતાવી રીઝાવે શાને;
રીઝાવી જીવાડે શાને દયાના નિધિ.
શશિને કલંકો દીધાં. ગુલાબો મનોહર કીધાં;
કીધાં ત્યાં તો કાંટા દીધાં, દીનોના નિશાશા લીધા;
નિયંતા તેં આવી શાને, અનીતી કીધી–દુઃખી.
ચંદનને કુસુમ ન દીધાં, સાગર જળ ખારાં કીધાં
અમૃત કહી ઝેર દીધાં, જીવન અકારાં કીધાં;
રમણી હૃદયે આશા, નિરાશા, દીધી–દુઃખી

(૧૩૭)—સરસ્વતિચંદ્ર—

શિતળ ચન્દ્ર જેવું વદન કાન્તિમાન;
નયન મીચી લે તું, શાન્તિથી વિરામ.
જાણે જઇ ભેટું એવા, ઉમળકા આવે છે
બોલું કંઇ બોલું, ત્યાં તો શરમ દબાવે છે.
કંઇ કાંઇ અંતર થાય, થાય, થાય, ના સહેવાય,
ચાલુ ત્યાં તો ચરણો, અન્યો અન્ય અથડાયે છે.
લાગી લાગી મા સ્મર, લ્હાય, લ્હાય, લ્હાય, ન સહેવાય.
જાગોજી જાગો વ્હાલા. નીન્દ્રા વીસારી દ્યો,
રાગી થઇ ત્યાગી વ્હાલા, ત્યાગી સમાધી દ્યો.
લળી લળી લાગું હું પાય, પાય, પાય, દોળું વાય.

(૧૩૮)—મહાશ્વેતા કાદમ્બરી—

મંજરીએ મનડેં માહયુંરે,
મનગમતા મારાજ, મારા મનગમતા મારાજ,
એ શું દીલડું અમ પ્રોયુંરે...મનગમતા.

( શું આ પુષ્પ તમને બહુ ગમે છે. )

સાખી { "મનને તો ગમતું ઘણું, મુખથી કેમ મગાય;
વીણુ પ્રીછે વીણુ પારખે, ઘટે માન મુનિરાય"

સાખી { "માગે માન ઘટે નહિં, જેવું જ્યાં દાતાર.
સુખે સ્વીકારો પુષ્પ આ, ધરો કર્ણ મોઝાર"

અતિ ઉદાર દીલ તમ જોયું રે...મનગમતા.

